# બુલબુલ્યો 
# ચાકલેટ.

લખનાર—સસેકા તીન પાંઉ
ઉર્ફે
મી૦ તેહમુરસ્પ રૂ૦ ન૦ કામા.

છપાવી પ્રગટ કરનાર
જાંગીરજી અ. દુબાશ.
ધી ન્યુ સોશીઅલ એમેચ્યુઅર કલબ.
પીકેટ રોડ કાલબાદેવી.



ફીદાહુસેન ઇસુફઅલીએ પોતાના
ધી "ફીદવી" પ્રિન્ટીગ પ્રેસમાં છાપાછે.
ભાજીપાલા લેન—મુંબઈ.

તા૦ ૨૨ મી આગસ્ટ ૧૯૧૩

કીંમત બે આના.

તાંડુર—મધરાસ.

# શાહબાદી

લાદીના સઉથી મોટા વેપારી

## દોરાબજી મોટાભાઇ મોબેદ
## એન્ડ સન.

પાલીસ કીધેલી અને વગર પાલીસની દરેક જાત ની લાદીઓ અમારા ગોડાઊનમાં હંમેશાં મોટા જથામાં તઇયાર રહેછે.

નવાં તથા જુનાં ઘરોમાં લાદી બેસાડી આપવાનુ કામ કંત્રાકટથી કરી આપશું.

**"ધી બોમ્બે સ્ટોન પોલીશીંગ વર્કસ."**

નાના શંકર શેઠની વાડીમાં

ઠાકોરદવાર—મુંબઇ,

# ધી ન્યુ સોશીઅલ એમેચ્યુઅર કલબ.



"દુન્યા .ારી—શું કામ ભારી—
ગણવી, જોઇયે, યાર?"

તંમાશ જેવા બે પાંચ દોસ્તો મળ્યા એટલે કાંઇ હસવા બોલવા વગર જીવને ચાલે? કહેવત છે કે "હસ્યા તેના વસ્યા" તેમ ભાઇ આપણો તો જનમારોજ રંગીન પસાર થયલો. અને જે ગલીએ ગલી ઇરાનીના દુકાન માફક કલબોના વહાણ ફાટયા ત્યારે વળી નવ્વાનુ ત્યાં ભરયા સો કાંએ નહી? હા, મેં જીવને પચાસ પર એક વાર પુછયું કે કાંએ નહીં?.

મેં અને મારા જમણા હાથ જેવા કેટલાક બીરાદરોએ વીચાર કીધો અને વીચાર ફેરીનેજ બેસી નહીં રહેતાં આ "ધી ન્યુ સોશી. એમેચ્યુઅર કલબ" ને હરતીમાં આણી. અમોએ સપર પહેલા .વ પાસ કીધો કે આપસ આપસમાં હસી બોલીને ~~ફુરસદનો~~ વખત ગાળ~~વો એટલું~~જ નહીં પણ વળી સાથે લાગ્યાં ખાસ વ આમ નોં પણ જ્યારે બને ત્યારે હસાવી બોલાવીને જીવ બહેલાવવો અને સાથે લાગ્યું કાંઇક ધરમાદા કામ કરીને દુખ્યાંની દુવા લેવી.

એવી રીતે ભાઇઓ અને બાઇઓ, આ કલબની સ્થાપના થઇ છે, અને આજે અમારો આ પહેલો ખેલ બહાર પાડતાં અમો શોખીન હમદીનો તરફથી એટલીજ આશા રાખીશું કે એક લાયક કામને ઉતેજન આપજો. ભુલ ચુક હોય તે લઇ ચલાવજો. બને તો શીખામણના બે બોલ લખી મોકલજો, પણ ખુદાને વાસ્તે કોઇના દોરવ્યાથી બીજી બાજુનું સાંભળ્યા વગર મનમાં વહેમ રાખશો નહીં.

હાલ એજ, લા. સેવક

જહાંગીર બહ્મનજી દુબાશ.

# સસ્સો શું કહે છે?

અહમ ! મકુંજે એકાદ નાટક લખ્યો એટલે તે કાંય લખ્યો, કેમ લખ્યો, ક્યાં લખ્યો, શું કરવા લખ્યો, કેટલી મહેનતે લખ્યો, ક્યાંથી પીટપાટ કરીને લખ્યો, કેટલે વખતે લખ્યો, લખતાં કેટલી પેનસીલ વપડાઇ વીગેરે જણાવવાની વલણ, દીબાચા માસ્ટરોમાં હું નાનો હતો ત્યારથી જોતો આવ્યો છું હવે આએ મારી તદ્દન નજીવી પહેલી કોશેસમાં પણ જો હું ઉપર જણાવ્યા મુજબની બધી વીગતો આપવા બેશું, તો સપરમો દહાડો મને ઘણીક બાબદોમાં જુઠું અડાવવું પડે—તમે સમજ્યાં કેની ?

મેં તો ધારયું હતું, કે ગાયનો માટે કોઇ નામીચા કાશ્મીરી ઉસ્તાદજીને રોકવામાં આવશે અથવા તો પોએટ લારીએટ પર ખાસ લંડન તાર કરીને રાગ રાગણીઓ મંગાવવામાં આવનાર હશે, પણ છેક અગ્યારમે કલાકે તે બધા સુખી સ્વપના કરરરર ભુસ થઇ ગયા અને એક દીવસ મારી પર નોટીસ આવી કે “ આ ગાયનની તુનેં જોડવાં પડશે !” વગી એ કોટક અધુરાં હશે તેમાંથી સેવક સ્હામાં અને ઓચી ખજવાળી જે બન્યું તે તમો માટે તઇયાર કે... કહેવા કોણુને જઇએ ? જણ્યું એટલે તો વેઠવાનુંજ તો !

હીંદી તરજો ગોઠવવામાં મારા મીત્ર મી૦ જહાંગીર દુબાશે મને કીંમતી મદદ આપી છે, પણ વીલાયતી તરજો બેસાડતાં ભાઇ મારો દમ આખર આવ્યો. એ તમારા દેશી ઇસ્ટેજવાલાઓનો કેઠો કાયદો દેખું કે ગમે એવી ચુનંદી ઇંગ્લીશ તરજમાં ચપદેતી કે હીંદી રાગણીમાંની એકાદ લાઇન ઘુસાડી દઇ આખા ગાયનની ખુબી મારી નાંખવી ! મારાથી બન્યું ત્યાં સુધી તો મેં તેવું ખુન થતું અટકાવ્યું છે, તે કરતાં કેઠે કેઠે હારમોનીયમ વાલાના આંગળાં લપસી પડે તો લઇ ચલાવજો. શું કરયે ?

લે, ચાલો, ટાહેલામાં વખત થઇ ગયો. આપણા ઉકરજીબા નહાન નહાવા ગયા છે તેણાણુ ઓય દેતાકે આવશે, અને જે વખત જાય છે તેમાં પાતરાં ચાટુઓની પંગત પર પરદો ઉઘડશે તેટલા વેકો જરા આએ "ચાકલેટ" તઇયર કરવામાં કોણ કોણ મરી મસાલો ભાગ લેશે તે વાંચી જાવ.

લા. સસેકા તીન પાઉ

ઉર્ફે

તેહમુરસ્પ રૂ૦ ન૦ કામા.

પુના તા. ૧ લી આગસ્ટ સને ૧૯૧૩

---

# નાટકનો સાર.

હંમેશાં એક નાટક જોવા અગાઉ તેનો સાર જાણી લેવાની અસુસ કરીને બાનુઓને ઘણીજ હોંશ હોય છે ત્યારે સમજો આ નાટકનો સાર એટલોજ છે કે ખા૦ સા૦ ઉકરજીબાનાં બીજી વારનાં લગન માટે પડદો ઉંચકાય ત્યારથી તે છેલ્લો ડ્રૉપ પડે ત્યાં સુધી પેટ પકડીને હસવાનું એ આ "સુલબુલ્યા ચાકલેટ" નો બારમ ભરેલો સાર છે.



# એ માઝનદરાનીઓ છે કોણ ?

ખા. સા. ઉકરજી ઉલગબરડી—મુંબઇના વેપારી.

**જીમી જીમફાક**— તેવણુની પહેલી બઇરીનો દીકરો આપણો 'ચુલબુલ્યો ચાકલેટ' બાપ સાથે ત્રણ પાંચ થવાથી નહાસી જઈ ને ગપ્પાંબાદ ભરાયલો.

**હુમાયજી હોચ પોચ**— ઉકરજીના બીજી વારના ધણીઆણી. નાવારેસ કુતરાંની આરફનેજના સ્થાપક.

**ઓગરાજી કોગરા**— ઉકરજીના દોસ્ત, ફેમીલી સોલીસીટર

**ફેની ફુંકારયાં**— હુમાયજી ના સહી ઓગરાજીની સ્વીટ હાર્ટ.

**આસીબાઇ ગોરાણી**— હુમાયજીનાં ગવરનેસ.

**શમશુલ ઓલમાં**
**ડા॰ આદરજી ઘાસલેટ.**
} ગપ્પાંબાદની અગીયારીના પંથકી પાછલથી પોબાર કોનવેલેશંટ હોમના મેનેજર.

**મીસ એમી ચટાક**— તેવણુની ભત્રીજી જેમીની સ્વીટ હાર્ટ

**ભીમજીભાઇ તમપાલ**
ડોસુબા દીવાસલી
એદુજી એકવીસયા
ડા૦ ધરટલા ધમશાણુજી
હીજો હાંડા મારટર
પેસુજી પેપરમીટ
સોહું સીકંદર ( જુન્યર )
વીગેરે, વીગેરે, વીગેરે
} ખા. સા. ઉકરજીના જુના દોસ્ત દારો

પોબાર કોનવેલેશંટ હોમના માંનવંતા રહીસો.

ચમપીનની બાટલી અને સીસા ના પાસાના ખરા આશકો.

કુતરા, ભઇયા, ગગાંસીંગ, શખશો, વીગેરે, વીગેરે.

# ચુલબુલ્યો—ચાકલેટ.



## (અંક પહેલો.)



(૧)

**એક શખસ**—

ખેલો ખેલો હયવાન
વાળ્યો સુધારાએ ઘણુ રે, ખેલો.
હમાથજીએ આપ્યુ રે માન. ખેલો.

**શયર.**

અરે આજનાં બાયડાંઓનો ફેરવાયો છે ઢંગ,
સખાવતનાં કામો કરી બસ ફેરવી નાખ્યો રંગ.
હડખાં કુતરાની દયા—
ગરીબ હમદીન કયાં ગયા,
શું એ તમારાં શલુક કે શાન? ખેલો.
આજ ભાઇ આપણો ધંધો આ ધીકયો,
પાન વેચતાં વેચતાં આએ હુન્નર હું સીખ્યો.
પાંજરા પોળમાં પીતપાત—
આપણી રોજી જાગી સાથ,
પાકુછ એમાંથી મારૂ ધાનરે, ખેલો.

—:૦;—

( ૨ )

( La Petite Tonkinoise. )

ભીમજી— આજે શાહ સોદાગર બન્યા—
ડોશુ— બાબા ભણ્યા નહી પણ ગણ્યા,
હા કેલવણી આય—
ભીમ— માંજ સેવક કમાય,
છે ધંધો એજ માખણ્યા.
ડોશુ— ગજવા કાતરૂ એમ.
ભીમ— પાકીટ પીતું એમ.
બેઉ— હા એ છે બેહરતનું કામ!
ભીમ— પોલીસના બાઇ બંડા મુદ્દલ,
ડોશુ— રાખો દમામની સાથ તુંડઇ!
ભીમ— ફેંકો એમ પાસા.
ડોશુ— બસ એ ચોગ ખાસા.
બેઉ— સાથે બાટલીનો બાહાર!
ભીમ— સપડઇ જાય કોઇ બોચ્યુ મેન, તો,
ડોશુ— બસ છે બેડો પાર.

---

( ૩ )

( હાલરડુ )

હુમાયજી.

પોહરી જાવોરે મારાં લાડકા પોટકા
બોમે તારી માત થતી રસ્તે
નસીબ! છકરની સાથે હું નહી ફરતે,
( ચાલ સુઇ જા, ટોમી. ) પોહરી

ફરેનો મુખ ને મલ્યું નહીં દુખ,
આયું મારે હાથ, વારે ખુબ.
( લે દુધ પી જા, જેકી. ) પોહરી.
બાપ તારો બુલડાગ પાસેનો,
મોહલ્લેદારોને માથે વાસેનો.
( જો પુડીંગ ખાઇ જા, ટાઇગર. ) પોહરી.
મરે પોલીસ મુકતી'તી જેહેર,
મુવા કસાઇ, ચમાર ને ઘેર.
( વેક, પાટો બંધાવ બાઉની, ) પોહરી.

---

( ૪ )

હુમાયજી—જુવો જુવો સખાવતના રૂડાં મારાં કામરે
લલી તેની ભલાઇનાં રે કોઇ કરો વખાણરે
હાંરે કુતરાંની—
હાંરે પ્યારાની—
હાથે કરૂં સારવાર
પ્યારૂં મારૂં ટેરીયર—
કોણ કરે છે કદર—
કાંય ભોંસે છે તું એમ કલવાઇ (બાઉવાઉ)
કયાં ગેઇ છે તારી માય જીભરાઇ (બાઉવાઉ)
આવ તું આવ—જુવો૦

---

( ૫ )

આગરાજી—ધંધાના અહીંતો સાધન ખુત્યાંરે યાર,
ભાઇ બન્યાં છે ફલુસ બસ ફુસ મુત્યાં.
ગલી ગલીએ ડાકર વધયારે યાર—ધંધા.

ને બેરીસ્ટરોથી ટુટી પડયા છે યાર—ધંધા.
ડાકટર સોધે ફાંસીવાળા—
અમે સોધ્યે ફાંસીવાલા—
કપાલ કુટયે હમે સાથ—
નજર અહીં તહીં બધે બધે દોડાવતા
ફરીયે ભાઇબંધો સંગાત—ધંધા૦

---

( ૬ )

ફરેની— હું ચાલી જાઉં છ.
ઓગરાજ—કેમ જાય છ હું જોઉં છ ?
ફરેની— જો આએ ચાલી.
હું ચાલી જાઉં છ.
ઓ૦— પુઠે. હું આઉં છ,
ફે૦— ધખારો છોડ ખ્યાલી.
ઓ૦— ભુલ કરેછ તું વહાલી.
ફે૦— બકારો ના ચાલી
ખસી જાવ કાયદા શાની,
રસ્તો છોડ એ મવાલી !
ઓગરા— વાહીઆત અરે વાત તું કરેછ ?
ભેજુ કેમ હાથથી એમ રેચરેછ.
જરા કર તું વીચાર, ના બન એમ ગમાર—
ડીયર ફરેન, ટ્રાય અગેન, માય હાર્ટ !

---

# છાંતો પાણી—ચીઝ સોસ!
## એ બેઉ ચીંજ સાથે નહી હોય, તો
## બીલકુલ રરરરદ!



અમોએ ખાસ મેહેનત લઇ, આ નવી ચટાકેદાર બીસ્કીટ બનાવી છે ૧ રતલના બાર આના

# સારા સપરમા દીવસની
# વરદી નોંધાવો,
## તેમાં શું શું સીલેકટ કરશો!

તરેહવાર જાતનાં
કેકસ
મકરૂન્ઝ, પુડીંગ,
ચીકીન પાઇ,
ખીમાના પાટીસ,











સુરતી ખતાઇ,
બદામથી ભરેલી!
જેલીના પફસ,
આરડીંજ કેકસ!

## અરદેશર રૂસતમજી કનફેકશનર,
જાણીતા કેક પેસ્ટ્રી બનાવનાર
# "વીકટોરીયા બેકરી"
કોટ, મુંબાઇ.

# રૂ. ૧૫,૦૦૦નાં
# ઇનામવાળી ગંજાવર
# હરીફાઇ!



આવતા બાર માસની આગમચ અમારે બાર હજાર મેમબરો ભેગાં કરવાં છે. તમે મદદ કરશો? અમે તમારી એ મેહનતના બદલામાં રૂ. ૧૫,૦૦૦ નાં ગંજાવર ઇનામો ઓફર કરીએ છીયે. કંઈ નહીં તો જરા વિગત જાણવા અમારી રંગીન મદેહુનજર તો મંગાવો? જવાબ માટે અરધા આનાની ટીકીટ બીડજોજી.



## બાનુઓ તથા ગ્રહસ્થો!

**આ તમને જાહેર આમણત્રન છેજી!!!**

આજેજ લખો:—

**ASIAN EXCHANGE CLUB,**

DEPARTMENT 897.

**POONA.**

# અંક બીજો.

---

( ૭ )

[ Angelina Two Step. ]

જીમ—આએ ઝટપટ ખટપટ કરતો

હું ફરૂં છું આએ ગામ,

જીમ કેક નામે ઓળખાતો

પણ જમશેદ મારૂં નામ.

આએ ભટખટ પંચી હું તો

એમી પર જાન કુરબાન,

નહીં દેતી એ કોડું તો પણ

બસ કરશ એને દીલ જાન.

દીલ જાન હાં, જીવજાન હાં, કુરબાન હાં, રે કરશ.

કેમ ખમું આય!

શું કરૂં હાય!

લગાઉં શું એવી ટ્રીક?

કેમ મનાઉં આદર!

શું જણાઉ ફાધર!

લાગેછે એ ધાંખરાનીજ બીક.

બસ પાસો અજમાઉં.

સારંગ જમાઉં.

કરૂં એમીને હાથ.

જો નીરાશ થાઉં,

સસેકા તીન પાઉં—

કરૂં આએ જીવની સાથ!

---

( ૮ )

( Austria March. )

જમ--

ઇરાન--ઓ ફકીર—ઇરાન ! ઇરાન ! ઇરાન !

ફતેહ જો બસ કરવીજ છે, આ દુન્યામાં નામ કહાડવા

કીરતી જો મેળવવીજ છે, તો ઉપાય છે સહેલ.

કુહાડી પાવડા મારો ખાંધે, ને ચાલો જેમ ચલાકું,

જવુ છ ઇરાન બસ આપણુને, બોલો ઇરાન ! ઇરાન !

કોરસ

જાઉં-જાવે-જાઉં ! ઇરાન ! ઇરાન ! ઇરાન !

જાઉ-જાઉં-જાઉ ! મકરાન સરગરદાન

જાઉ-જાઉં-જાઉં ! ઇરાન, ઇસફહાન, તેહરાન !

ખેડું ખેતર, મરૂં બહેતર, પણુ જાઉં બસ કાંઇ ઇરાન !

દાડમ, દ્રાખને રૂપેરચંદ, સાથે એ રખરનું અચાર,

રસ્તે લાગે જો ગોલી કુટશ કોણુરે કપાર ?

થાવા થોકા ચુગી ગયા તો કરશું યાર અમન ચમન.

બીસમીલ્લાહ શીરાઝી વાઇન સાથે કબાબને નાન !

---

( ૯ )

કોરસ

એમી—જાન મારા હઇયાંના હાર

વના વળું કેમ હું વજ

રે પાયારાનો વાયોગ,

જલાવે મનરે-હાં-તનરે

ઓ દીલજાની—વળું કેમ૦

જીવ જો જાનથી રે જાય—

હાંરે તેબી તો ખમાય.

દીલ કેમ માને મારૂં રે હાય ?

સુખી તે સખી જે પામે

પ્યારરે હાં, પ્યારરે,

ઓ મન માની—વળું કેમ૦

( ૧૦ )

અમી—શુકર કરૂં હું શુકર તે આપના
શુકર સદા રહોરે અપના.
દીલ મારૂં હરખે ન મનાય—
શાંન્તી જેમ થઇ સદા તેમ થાયરે—શુકર૦

( ૧૧ )

( The Shadows. )

જમ—

દુન્યા સારી
શું કામ ભારી
ગણવી—જોઇયે—યાર ?
દીલ જો ખાક હય
મન જો પાક હય
આચાર વીચાર સબ આબાદ હય ?
મોજ છે પ્યરી
દુઃખ ઓવારી
થાવો તમ—ખુશાલ—યાર ?
ગમને કરશો
હયાં પ્યારૂં
તો નહી સુખનો આધર !
રમતા પંચો
યાર થાવો
માન ચાહે તેમ
મોજ ઉડાવો.
આખર કરે જીંદગી ટુંકીજ છે
આવશે કયારે કાળ
પડશે કયાં દુકાળ ?
બળાપો—
બસ ઓવાર્યો,
મોજયાં મારો ખાઇ ને પી.
સાચવો થોડુંક કંઇ
દોજખ હંદનું હંઇ,
ભોગવતા બસ જવુજ છે !

( ૧૨ )

આદરજી—

આવીશ ઝારથી ફરેની મારી નહીં પરતું મને શેણુ,
વાયઝી લખુશ તેમાં બી બશ ફરેનીનો શહુરેશ ઘેણ,
ઝીગર મારૂ ફરેનાનું પ્યારૂં બની રહયુંશ શ ક શાક !
ઝરા ઝેટલી ઝેકીશ ફરેનીને ઉતરી ઝાએશ થાક !

( કોરસ )

આજે ડારી બની શપેટ—
ગીયાં વરશ ભગી પપેટ—
ખરડો ખોખો, થયલો ખોખો,
કેમ પામું ફરેનાનો ભેટ ?

બાઝ ફરેશી શકુમ સાથે ભણુશ ઝે આફ્રીનગાન,
શુરા પહેલવાનનાં નામ દેતાં ફરેનીપર લાગેશ થેઆણ !
મારૂંશ દખ્મુશા ખુમશામાંથી ધાન શાકને કવાબ !
ઝો ફરેનીનો યાદ નહીં કરૂં તો લાગે કેમ શવાબ ?

( કોરસ. )

---

( ૧૩ )

બધા—ચાહો ચાહો સઉ દીલથી મુરાદ
— ચાહો ખુશબખ્તી શાદ !
ઓગરાજી—રહો તમ આબાદ—
હુમાયજી—નહી નીકલતો મુજ સાદ !
આજે કુતરીનો અવતાર,
હાલત મારી ગમખ્વાર,
ફરીયાદ.........ચાહો ખુશબખતી શાદ ચાહો૦
જીમ—દીન છે આજનો સુખરે તાજનો
ઉકરજી—દાદ લીધી ઓ તે દાદગર ?
હુમાયજી—આજે અકકર વકકર—
કેમ રાખું સબર ?
બધાં—ધન દીનરે, મન ધનરે, દીન ધનરે,—ચાહો ખુશબખતી સાદ
ચાહો ચાહો૦

## અંક ત્રીજો.

( ૧૪ )

ફરેની—

આએ ડાટરે શું વાલ્યો હુમાએજુએરે—
કરૂં કેમ વીચાર ?
બનસે એમ તે અરે જાણ્યું હતું કોણે ?
કુટું કેમ કપાર !
બની હું બેઠીજ અહીં કંગાલ નાચાર,
જીવને મારા થોભાઉં કેમ !
ઓ દાદાર તું મદદગાર—
ઓ આએ હેમતથી બરયો મારો અવતાર !
મોહબત મારૂં, કેનું પ્યારૂં, છુટે જંજાલ, દીલથી બેહાલ,
આએ ડાટરે૦

---

( ૧૫ )

હુમાયજી—

હારે કુતરાં કુતરાં હું રૂઇ કરતી,
લઇ બેઠી આવો અવતાર !
કુતરાં કુતરાં કીધુ મેં તો ઘણું જો ?
આખર બની હું હારમાર !—અરે બહેનો,
આએ તો, ફસેલા, ધમેલી,
ચસકેલી, ખપી હું, ઘેરમાં, ગામમાં,
શહેરમાં, રેમાય !

---

( ૧૬ )

ડોસુ.— ફેંકો પોબાર,
ખેલોજી ધુમ જુગાર.

ભીમજી—જીત હોય કે હાર,
રે ક્યાં જવું છે ?

( ૧૭ )

ડોશુ— નહીં બીક મરવાની-
કે ધાર પરવાની !

ભીમજી-ડોશુ—વાહજી બે ગોગ,
ખેલો છ ચોક,
ધુમ ધોકાર !

બધાં.—એકો આવ અંદર લાગીરે દશ !
વાહજી વાહ ! ચાલેછ ગેમ કલાશ ફસ.
રખે આવે આદર,
નાખે વચમાં ફાંચર,
કરશું બસ હવે બંધ એનો દમ !

---

( ૧૭ )

જીમ—

કાંહને કાંહ ફરયો હું આદરની સાથ ?
ને હુલકાવ્યો જાહફસને મતરબ સંગાત !
એજ મોહકાણમાં આજે મેં ભાંગ્યો આએ હાથ,
ને બન્યો ફરજંદે ચાકલેટ સજાત !
દેખાડું મ્હોડું કેમ ?
આથમપર તાંકું નેમ !
પુગારૂં દોડ મુજ પપાને ઘેર—
ને લઇ જાઉં એમીને સંગાત
વાર લાગસે ?

૧૮

ઓગરાજી—

મુસીબતનો છેડો છેરે કયાં?—હાંરે.
ફ્રેની મારી, તેં વધારી જ જાલ—મુસીબત૦
ધેંટાળા વધ્યા ભારી
થ કયો હું ભાઇ,
આવશે કયાં અંત એનો?
થયું ભેજાંનું દહી!
જેમી જીમકાક તું,
સુસેકા તીન પાઉં
ગયોછ કયાં હાય કરી?
ખટપટ કરી હું
ગયોછ જહરી હું
મદદે આવ તું દાદાર મારી
માગુ કરગરી!—મુસીબત૦

---

( ૧૯ )

ભીમજી— મારી ભરોસાની ભેંસે ભાઇ—
આખર તો પાડો જણ્યો?
ડોશુ— ઉંદર નાનો કહડવારે ભાઇ—
મહા મહેનતે ડુંગર ખણ્યો!
ભીમજી— ઉત્તરે આપી—
— હાથ તાલી!
૧—ભાઇ ધોબી કુતરાના એ હાલ થયા!
કીધી સવા પોરની પાદશાહી—
મોજમાં મારી ગયા સૌ ધરાઇ.
ભારી—
ના!

૧ સલામ છે!
ગેરે ભઇ.

# હુમાયજી હોચ પોચ

# એકદમ ફેન્ટ થઇ ગયાં !



ગડબડ એકદમ વધી ગઈ અને આસી ડોસાં દોડા દોડમાં પડયાં "અરે, કોણ જાણે ખીચરી પાટયા સાથે કંઇ માખ બાખ ગરઇ ગેઈછ કે શું ? હુમાયજીબાઈ એમ ઓ ઓ શાનું કરેછ ! " બધા ગભરાટ અકલ્લાટમાં પડયાં. "માય જરા ચાહ કરી લાંઉ ?" "અરે તમારી ચાહ ! તે પીધીછ તારથીજ મારો જીવ બગરી આયોછ તો ? તમે બોયને કહેલું કે નહીં કે યુ. કે. ટી. નોજ ડબ્બો લાવે !"

"હારે, મેં તો તેમજ કહેલું પણ એને બજારમાં એ છેટરયો ને ભલતીજ આપી દિધી ! "

"એએએએમ? હું તેજ જોઉં છકે મા કેમ બગરી આયો ! બસ હવે"

બી. પેસતનજીની ...

યુ. કે ...



ંબડાના શોખીનો!